# આપ કે સાપ. (ભાગ ૨ જો)

માટે એકદમ સસ્તા ભાવ.



ઉદાર શરતો

સોદા નક્કી.

કીમત એક આનો.

# બાપ કે સાપ

યાને

# સદ્‍ગુણી સુશીલા

## ( ભાગ ૨ )

પ્રયોજક:- શ્રીયુત અંબાલાલ નૃસીંહલાલ શાહ

—() પ્રકાશક ()—

બુકસેલર જદુલાલ નારણદાસ.

આવૃતી ૧ સન ૧૯૨૩

પ્રત ૪૦૦૦

કીંમત એક આનો

પુત્રી તણા વિક્રય પરે, બાપુ તમે ન રાચશો.
પુત્રી સુખી તો સૌ સુખીઃ પુત્રી તમે ના બાળશો.
પુત્રી તમે ના બાળશોઃ એ શબ્દ સચા અમર છે.
પુત્રી તમે નહિ બાળશો તો કુળને ઉધ્ધાર શો.




આ પુસ્તકના–

પ્રથમ ભાગનું નામ બાપ કે સાપ

યાને

લીલાવતીનું જાહેર લીલામ (રાખેલું છે)

દ્રષ્ટિ ( કવિ રવિન્દ્રનાથ ટાગોરની વાર્તાનો અનુવાદ )

છુટક કીંમત રૂ. ૦–૨–૬ (વેપારીને સસ્તા ભાવથી મળશે)

# સુશીલાઃ–

( રાગ-હરીગીત )

મારી હવે કથની સુણો હું બેન છું લીલા તણી.
સ્ત્રીને લલાટે છે લખી જ્વાળા અતિશય દુઃખ તણી;
શાસ્ત્રો કથે છે પુરૂષથી સ્ત્રી હોય છે કામી ઘણી.
એ આઠ ઘણા નિજ કામને શરમે દબાવી છે પડી ! ૧

જાણી ગયા છો આપ તો મમ બાપને પૈસે ટકે,
પામી ગયા છો આપ તો મમ બાપના મૃત્યુ વિષે;
હું કેમ વેચાણી જીવન આ શી રીત પુરૂં કરૂં
તે વાત આપ ઇચ્છો પછી શી રીત હું નન્નો ભણું. ૨

ટુંકાણમાં કહું આપને જાણી તમે દીલગીર થશો,
મમ બ્હેનના લગ્ન પછી મમ શી દશા ના પૂછશો;
છ માસએ ન્હોતા પુરા ત્યાં બાપ મ્હોં મોઘું થયું,
સૃષ્ટિ પરે ઘણું અન્ય જ્યાં ના આટલું મોઘું હતું. ૩

નિઃશબ્દતા પ્રસરી હતીઃ ચંદની અતિ ખીલી હતી,
મમ પ્રાણની વીણા ખરે એ દિન તો સુની હતી;
રે આંખ જમણી કોણ જાણે કેમ ફરકે આટલી,
નક્કી અહિતનું ચિહ્ન જાણ્યું ઈશને પ્રાર્થી રહી. ૪

એ કોણ છે પિતા લઇ કો મંદતથી આવતું !
શા કારણે ચૂપકીદીથી મજ રંક હૃદય બ્હીવડાવતું.
વજ્ર સમી છાતી કરી પિતા બન્યા દુશ્મન ખરે !
ક્યાં ક્યાં ગયા પિતા ખરા જે પુત્રીને સુખી કરે. – ૫

ઉદ્બોધશો કંઇ એમને ઉછેરતા ને મારતા;
જો મારવું ગમતું તમોને શીદ કહો ઉછેરતા ?
આવ્યા ગયા કીડા સમા વ્રીડા ન લેશો પાપની;
શી રીત રે સુખ પામશો શાન્તિ નથી તમ ચિત્તની. ૬

બસ પાંચ વ્યકિત સાક્ષીમાં લગ્ન કરાવે ગોર છે,
ક્રિયા ન કંઇ લગ્ન તણી ઝટ અંત લગ્ન પમાય છે.
હા–ના કરી મેં તો ઘણી ત્યાં જોર જુલમ તો થાય છે;
વૈકૂલ્ય મારૂં બોલવું જાણી પછી પરણાય છે. ૭

જાણું નહિ શી કિમ્મતે વેચાણી છું હું સુશીલા;
પણ જાણું છું હું નાથ કે તે દારૂથી હતા ઉજળા.
દુર્ભાગ્ય મારૂં જાણવું મુશ્કેલ ના એ શબ્દથી,
જાણી ગઈ કે સુખ હાવે ભાગશે દૂર મુજથી. ૮

જાણો ન જાણો તોય શું ? માગો ન માગો તોય શું ?
દરકાર કોને છે પડી રે, હિંદ આજે શૂન્ય શું ?
અબળા હૃદય પોકારથી આ ભાર્ત સહતું દુઃખથી;
અબળા હૃદય ચિત્કારથી પડતી બધાની છે થઇ. ૯

પુરૂષો બધા આંધા બની બે ફિકે સૃષ્ટી વિહરતા,
પુરૂષો બધા સ્વાર્થી બની ઘાણી બળદ સી ચારતા,
પુરૂષો બધા કા પુરૂષ છે જે સ્ત્રી પરે જુલ્મી થયા,
પુરૂષો બધા દેવી ગણે એ નારીના પતિ ક્યાં ગયા. – ૧૦

ભમાશ તે રાત્રિ બની તેની નથી મને વેદના,
જીવન બધું વિષમય જશે તેના મને છે વેદના
વર રંક હો, વિરૂપ હો, તેની જરા પરવા નથી,
મમ હૃદયની હિશાજ જૂઠી એટલી પરવા રહી – ૧૧

તે રાત્રિથી પરવશ બની પતિગૃહ હું આવી રહી,
નિર્દોષ જીવન ગાળવા મથતી તહાં સંસારી થઈ,
મમ ધર્મનુ બંધન દૃઢીભૂત પામતાં પતિ પૂજવા,
એ આર્ય સંસ્કાર નારીના નાના ઘટે કદિ ભૂલવા, – ૧૨

પ્રતિ રાત્રિ ચકચૂર આવતા દુર્ગંન્ધિ મુખથી નીકળતી,
પતિ ના કહ્યું કઇ માનતા સુનતા કંઇ ના વિનતી,
દોસ્તો બધા ત્યાં આવતા બહુ છુટથી ગમ્મત થતી,
પતિ ભક્તિથી ન્યુનતા થશે એ સ્વપ્નથી બ્હીતી હતી – ૧૩

નીતિ પતિ દૂષિત એથી મિત્ર પણ એવા હતા,
એ મિત્રના સહવાસથી એ સુખ પરસ્ત્રી પામતાં;
દાબી રહી મમ ક્રોધને ભક્તિ ન કાંઇ ઓછી કરી
કંઇ કંઇ રીતે રીઝવ્યા પતિ તોયે ન હું સુખી બની – ૧૪

હે નાથ ? હું જોગણ તમારી જોગ જો જપતા હશો
જીવન તમારાં ને અમારાં એક ત્યાં હાવે જશો
હું આપવળ કોના વિશામે દેહ આ ઢળી શકું
આ દેહના માલિક છો હું આપને નિરખી રહું -૧૫

શીખો, હવે જોતાં તમે આ દાસીને નયને જરી
વાંચો હૃદય આ પ્રેમ વિણુ કેવું રડે છે હરઘડી
હું અલ્પબુદ્ધિ શિરતાજ, ના કંઇ તો બાંધી શકું
આ દેહની વળી ચામડી કહો આપતો આપી દઉં -૧૬

પણ નાથ ના જોઇ શકું હું આપને આ રાગમાં
સતીધર્મના ચૂકી શકું અનુરકત હું તમ રાગમાં .
વિશાળતર તમ છાતીમાં કયારે હું સંતાઇ શકું
તમ બાથના હું પાશમાં અનુબંધ કયારે થઇ શકું -૧૭

રે ઉકળતા ઉદ્દગારથી તમ હૃદય ના પલળી શકયું
મમ શુધ્ધતા તમ ઉરને ભીંજવી શકયું જીવે ન શું
પતિ ભકિત હરનિશ ચાહતી એ ભાવના સાચી હશે
ને દેહલતા આ દમકતી અંધારમાં રાખી હશે -૧૮

શું શું હૃદય વલોવાય છે એ આપ શે કલ્પી શકો
નારી બિચારી એકલી નિઃસહાય શું રાખી શકો
મૈત્રી રચી પતિપત્નીએ તે મૈત્રીને શું ભૂલશો
વૈમનસ્ય આજે આ રીતે પિયુ તમે ના રાખશો -૧૯

હું પાદને ચૂમી રહી તે પાદના છોડી શકું
પત્ની ફરજ મૂકી તમે ના અન્ય તો વિચરી શકો
અર્ધાંગના છું આપની તે અર્ધ અંગ શું વિસરશો
ના, ના, પ્રિયા તમે આપની આવી રીતે ચૂકી જશો –૨૦

જો આપ ના ભાવી શકું તો આઠ ભેદી નાંખશો
ખંજર ઉપાડી ધડ અરે આ સરથકી જુદું કરો
અનુપમ સુંદર વર પામતાં આનન્દ લખલૂટ આવશે,
પતિપાદ પંકજ મૃત્યુ મરતાં દેહના કંપાવશે –૨૧

પણ રે અધમ જીવન અમારું સ્ત્રીતણું ના રાખશો
વેશ્યાસમી રીતથી અમોને ના પતિ રીબાવશો
બસ એક વર વરશે સતી લાંબા ભલે ખંજર સરે
સતીત્વને સ્વીકારશે છોને પછી દુશ્મન વસે –૨૨

જો આપના ચાહી શકો છો તો પછી સાધવાથી શું
જો પ્રેમ ના અર્પી શકો છો તો પછી સધવાથી શું
જો હૃદય રંગી ન સ્થાપવી તો પછી સધવાથી શું
જો સર્વદા સંતપ્ત ચિત્ત સ્ત્રી તો પછી સધવાથી શું–૨૩

ભારતભૂમિ છે કેટલી સધવા ગણાયે વિધવા
સાભાગ્ય સૂર્ય તપી રહ્યો તોયે ન કિરણ પામવા
ઉગ્યો શશિ સૃષ્ટિ પરે તેયે ન વિકસે પદ્મિની
ઉગ્યો શશિ સાગર પરે તોયે ન છોળો ઉછળતી –૨૪

પણુ હા લલાટે છે લખ્યું આજે નથી શશી કુમુદને ?
ધિક્કાર મારા જીવનને આ ઝેર વસમું પીવું પડે ?
રે દાઝ છે અંતરતણી આ આગ શી રીત બુઝાવશો ?
રે દાઝ છે નારી તણી ના ખાણુ નરકની માનશો? – ૨૫

માફ કરશો નાથ મારા શબ્દ જો ભારી હશે ?
માફ કરશો નાથ જયાં હૈયું રડેલું બોલશે- ?
જે કુપથ ગામી આપ છો ? તે માર્ગને ત્યજવો ઘટે ?
પાપમય રસ્તો ત્યજી કયારે હવે પ્રભુ માનશો ? – ૨૬

ના કહી શકી કાંઇવધુ હઇયુ અબોલુ થઇ ગયું ?
ઈચ્છા હતી કહેવા ઘણી પણુ મુખ ના બોલી શકયું ?
આંસુ અવિરત ગાલપર દડદડ વહી જતાં જોઇને ?
પીગળ્યા પ્રિયાના નાથ એ નિજ માથમાં હાથી મને ? – ૨૭

હઈયુ ન હર્ષે ઝીલી શકયું એ પ્રેમ પારાવારમાં ?
હઈયું ન માની એ શકયું શકે હોય શું સુખ સ્વપ્નમા ?
કૈં દિનનાં દુખડાં ગયાં પતિ પ્રેમને પામી શકી ?
હર્ષોદધિ છે.ળે હવે પતિ પ્રેમદા છાંટી શકી – ૨૮

સૂણજો પ્રિય ઓ દંપતી તમ જીવન છે અજવાળવાં
ઘર આંગણે સ્વર્ગ આવશે પત્ની સ્વતંત્ર રાખતાં
સ્વચ્છંદના કોઈ થશો – સુખી નથી કોઇ થયું
હા પ્રણુયના ઘુંટડા પીતાં દુઃખ સકળ જનતા છે વહ્યું – ૨૯

કે' દીન એવાચે વહ્યા આનન્દમાં રસબસ થતાં,
યુવાન યુવતી મદન નયને નાચતાં ઘેલાં હતાં;
સ્થુલ ભાવના મેળે જશે તૃપ્તિ થતી જ્યાં સ્થુલની,
વિરક્તિ સમજે શી રીતે જ્યાં લ્હાણુ મળે મનમાનતી ૩૧

આશક અને માશુકની લિજ્જત મીતી કંઇ ઓર છે,
તે શું શકે જાણી કહિ જે જન્મના રેગી હશે;
કુરબાની જાણે ઉભય જ્યાં લિજ્જત મીઠી કઇ ઓર છે
ને શું શકે જાણી કહિ જે જન્મના જોગી હશે ? ૩૨

જોતાં નયન નાચી રહે લિજ્જત મીઠી કંઇ ઓર છે
રે શું શકે જાણી કદી જે જન્મના રાગી નથી
ખેંચાય જ્યાં ઉર પ્રેમીનાં લિજ્જત મીઠી કંઇ ઓર છે
રે શું શકે જાણી કદી જે પ્રેમના ભાગી નથી ૩૩

પતિ ભોગનો કીડો નથી તો પ્રેમની મસ્તી નથી,
સતી નાથની જોગણુ રહી તો વિલાસની છે બદી નહિ;
રે પ્રેમનો જોગી થઇને મંત્ર જપતો જોગનો,
એ જોગીની જોગણુ થવામાં લ્હાડમાનો ઇશનો ૩૪

નારી તણી ચારી કરી જે નીચ વૃત્તિ ધારતો,
" નાર બુધે પાંસરી " એ મંત્ર હરનિશ જાપતો;
શી રીત કહો ત્યાં ચોગ પ્રીતિ દંપતિ નિજ પામશે
શી રીત કહો નિજ હૃદય ભાવે હરગિજ એ અજમાવશે ૩૫

પત્નિ વિના ઘેલો બની પિયુ પ્રેમદા ઝંખી રહે
અન્ય કશું સૂઝે નહિ એ પત્નીવૃત કયાં રે હશે
નિજ ભૂલને કબૂલી વળી સુધારવા મધી બોલશે
ને શૂન્યતા ઉર ખણ્ડની વામશે એ રીતયે -૩૬

રે નાથ હાવે પ્રેમથી કઇ કઇ મીઠી વાણી વદી
મમ સ્નેહની દિશા વધારી પ્રેમ પાઠો શીખવી
કિન્તુ લલાટે તો લખેલો સુખનો છાંટો હતો
હું દુઃખ પારાવારમાં અંતે પડી નીચે સુણો -૩૭

પતિ પ્રેમહીના આ રીતે ઠગતા મને નિત રાત્રીએ
નિદ્રાતણા અંકે મીઠા સુતી છતાં નહિ શાન્તિ યે
શી રીત હોયે શાન્તિ કહો નહિ નાથ નારીના થતા
દારા ત્યજી ધણી અન્ય ઘરપર આથડે ત્યાં શી દશા--૩૮

જ્યારે અરે ! સુઈ જઉં મુજ નાથ છુપી રીતથી-
ભૂષણ બધાં ગુણીકા દઇ આરોપથી હું દાઝતી
કળિયુગના કળીકાળમાં કાળાશ કઇ કહેવી નથી
રે ! ન્યાય અવળો જાણવાથી ફાયદો કઇ થાય નહી-૩૯

જુલ્મી અતિ જાલીમસિંહ કામી, પતિ પ્યારો હતો
મમ રૂપરાશિ મોહથી ઈચ્છા બુરી ધારી સુણો
બેશુધ્ધ નાથ કીધા સુરા પાઇ ભુલાવ્યું ભાન તો
ના તોય તે ફાવી શકયો નીચ વાસના ઉર ધારતો -૪૦

વ્યભિચાર મસ્તી પામવા જાલીમ ના ફાવી શકયો
પતિ પાસ વ્યભિચારીણી હું સમજાવતાં ફાવી શકયો
હા હા ! વિચાર્યું તેમણે બસ ઘાત મારો સ્હેલ છે
રે ! જીંદગી ટુંકાવવી એ રીત ના મુશ્કેલ છે -૪૧

અંધાર ઘાડો એટલો કે મુખના જોઇ શકો
એ રાત્રીના બે વાગતાં ઉંઘતી ઉપાડી જાણુએ
બિહામણા ભેરવતણા મંદિરમાં રાખી હતી
મૃત્યુતણી ઘડીઓ ખરે ! ઉરનાદથી સુણતી હતી -૪૨

મંદિરનો વ્યભિચારી મહંત સહજમાં લલચાય છે
ના અર્થના ચળકાટથી અવની મહીં લોભાય છે
મૂર્તિ ખસેડયે ગુપ્ત જુનું ભોંયરૂં દેખાય છે
એવા ભયાનક સ્થાનમાં હું બ્હાવરી કઇ થાય છે -૪૩

ખાવા મળેના ઇષ્ટ વસ્તુઃ રોટલો સૂકો મળે
પાણી પીવા દુર્ગન્ધિમય, એ દેહને ત્યાં તો મળે
જાલીમ હરનીશ આવતો, સુખ દોલતે લલચાવતો,
નિષ્ફળ થતાં એ યુક્તિથી મુજને અતિ પછી ત્રાસતો-૪૪

લટકાવી મુજને નિમ્ન મસ્તકઃ અગ્નિ નીચે સળગતો,
પણ ભાવિજે અદષ્ટ છે તેને કહો કો કળી શકયો
રે કરતાં ઉંદર એ દોરી તુટી અફળાઈ હું
અગ્નિ સળગતામાં પડી તેથી દઝાઇ હું બહું -૪૫

વિધિલેખને ટાળી શકે એવું નથી કો અવનિમાં
સ્વપ્ન સ્થિતિમાં દઇને શક્તિ બોધતી ઉધ્ધારમાં
પામી હું આશીષ દેવની શક્તિવતી બની ગઇ અને—
અંધકારને ભેદી હું ચાલી શોધતી હે પ્રકાશને – ૪૧

ઠંડો પવન સ્પર્શે મને દષ્ટે ઉંચે ચઢતાં જડે –
કંઇ કાળનું જુનું હતું તે જાળીયું તોડયું ખરે
દિવાલની ઉપરે ચડી જોયું નદી વહેતી હતી
જંપલાવી દીધું સરિત માં બે શુધ્ધિમાં વહેતી હતી – ૪૭

ઘુઘવાટ સરિતા આદરી મુજ દેહને ધરી રહી
ચેતન વિનાની કાય મારી બેટ પર આવી રહી
વસતિ હતી ભીલ લોકની જાણી મનેં શવ ઉંચકી
પણ શ્વ.સની ગતિ પારખી શુધ્ધીવતી મુજને કીધી ૪૮

ઉપકાર કરવો યોગ્ય હું ધારી મને રૂપસુંદરી
દીધી પછી ભીલરાજને હું ભાગ્ય તાબે ત્યાં ઠ.ી
ધાર્યું ધણીનું થાય છે ત્યાં માનવી શું શું કરે
હીરો કહે જો લાધશે તો કાચ જાણી ફેંકશે ૪૯

મુજને રસીલી નાર જાણી રાય દુર્બુધ્ધ કરે
નથી જાણતો સતી રીતને: નીચ યાચના વિનવી કહે
યુકિત વિના ના માર્ગ કોઇ તો રહ્યો અવશિષ્ટયે,
ઇચ્છા કહીશ હું તૃપ્ત તારો દેવપૂજન કરી રહે ૫૦

તેથી અમે ઉભય પછી મંદિર એ બ્હાને ગયાં !
સમશેર લીધી હાથમાં બળીદાનથી સંતોષવા !
ગાજા બધું સાચુ ગણી જી હા કર્યે જાતો હતો !
મારા હૃદયની મુક્તિથી અનભિજ્ઞ એ પૂરો હતો ! ૫૧

ભીલરાજના ઉરપટ પરે આનન્દ રાજ્ય વહ્યું હતું !
પણ મેં ત્વરિતે શિર તેનું ધડ થકી જુદું કર્યું !
તીર વેગથી દોડી બળી વણઝાર લાખા પોઠમાં !
દુઃખિયરી ધારી મુજને આશ્રય દીધો વિશ્વાસમાં ૫૨

ધર્મસુતાનું પદ મળ્યું તોયે વિધિની ક્રુરતા !
રે ! રોગમારીની સવારી આવતાં થઇ હીનદશા !
મૃત્યુ શરણ કે જન થયા વર્ત્યો જ હાહાકાર છે !
ભૂકંપ એવામાં થતાં જાણો થયો પ્રલયકાળ છે ! ૫૩

ડાકણ ગણાઇ હું પછી પ્રીતી ઉડી ગઇ મુજથી !
પ્રેમાબ્ધિ જ્યાં ગરજ્યો હતો ઊછળ્યો સમુદ્ર ખૂનથી !
સુશીલા દુઃશીલા તો થઇ એ જાણજે મારા વીરા !
કિસ્મત તણા એ ખેલ છે પથરા ગણાયે છે હીરા ! ૫૪

જીવતી મને દાટી દીધી રાત્રિ ભયાનક આવતાં !
પણ લેખ વિધિના મટે છો ખંજરો શિરે જતાં !
જો ચતુર્દશી આશ્વિનની રાત્રિ અતિ કૃષ્ણ વળી !
નિજ સાધનાને સાધવા કો નીકળ્યો મંત્રો થકી. ૫૫

ને હાથ લાધ્યો દેહ મુજ ભૂગર્ભથી બહિર આવતાં
શીતળ સમીરની લહરીમાં ચેતન વહ્યું મમ દેહમાં
ચેતનવતા મમ દેહ સ્પર્શી જતિ અતિ ભડકી ગયો
લઈ જીવ તે દોડી ગયોઃ ભૂત દેહ ધારી ત્રાસતો ૫૬

સંસારના છળ કપટથી હું તો હવે ત્રાસી હતી,
સંસારની રીતભાતથી ઉનઃકાર તો કહેતી હતી
સંન્યાસિની થાવા હૃદય ત્યારે ઘણું ઇચ્છી રહ્યું
સંસારના દુઃખિત જીવોને બોધવા મન અહીં વહ્યું ૫૭

સધવા છતાં વિધવા બની વિરક્તિને ચાહી રહ્યુ
વસુધાતણી સ્નેહિની હું મન પ્રેમફળ ઇચ્છી રહ્યું
સાચો અને સીધો રસ્તો માર્ગ એ વિચારતી
અદ્વૈતના હું રંગને એ રીત અંતર ધારતી ૫૮

એકાન્ત કે અટવી મહીં જોગણુ મને જપતી જડી
દિલદાર સાચો એ હશે જાણી ગઈ હું ત્યાં મળી
મઠ સાધ્વીમણ્ડળનાં રહેતાં શીખી હું જનસેવના
જનસેવના, દેશસેવના એ સાધ્વી સાધુ સભ્યતા ૫૯

જીવન અકારૂં ટાળશો, જીગર તમો ઉજવાળતાં
મેં જીવન ગૂંથ્યું છે હવે કે દેશસેવા દિવ્યતા
કન્યાપરે ઓ વ્હાલતા પિતા તમે કં શીખશો
કન્યારૂપી તવરત્ન જે કહેવાય ગૌને પાળશો ૬૦

હાસ્યરસ

મારી સજની તું કયાં રમી આવીરજની,
સાચું બોલ બોલ બોલ.

શાણી સૈયર તું શીદને આળ ચડાવે
કેડો છોડ છોડ છોડ.

હમણાં માથા ગુંથી હતી ને, હમણાં કેમ કરમાણી ?
પરસેવો તને કયાં વળ્યો, તારી ભમ્મર કયાં ભીંજાણી ?
સાચું બોલ બોલ બોલ.

કાળો ભમરો શીર પર બેઠો, ફેરાહતાં ગભરાણી,
લાપોટે લટ છુટી ગઇ, મારી ભમ્મર ત્યાં ભીંજાણી
કેડો છોડ છોડ છોડ.

કસ્તુરી તારા અંગે મહેકે કુસુમ કળીના હારો,
નયન રહ્યાં છે નાચી નવેલી, મળ્યો કોણ ઠગારો—
સાચુ બોલ બોલ બોલ.

ચંદ્ર સરોવર નહાવા ગઇતી, વાટે મલ્યો એક માળી.
છાબ ભરીને ગજરા આપ્યા, હું તો તમથી હારી—
કેડો છોડ છોડ છોડ.

( બળીરાજાના નાટકમાંથી )

વશ કીધો તેં વીર મારો, જે ગુણીયલ ને બહુ સારો,
નથી વાંક જરા કંઇ મારો, નણુદલ તમ વીર ઠગારો.

રંગ ભુવનમાં હતી એકલી આવી અટપલુ કરી ગયા
ચુંબન કરી ભરી અંક મીલાવી મોહન મનડુ હરી ગયા
નથી વાંક—

વસંત જોબન પુલવાડીમાં ભુલો પડી ગયો ભમરો
લાલચ આપી તેં લલચાવ્યો બંધુ દાહ્યો ડમરો
વશ કીધો—

શરમાળે મને શાન કરીને, કંચુકીની કસ છોડી
હૃદય ધરા પર થનથન નાચ્યા, લાજ શરમ સૌ તોડી
નથી વાંક—

વદન ચંદ્ર છબી રતિ લજાવે, ભ્રગુટી કામણગારી
બંધુ મારો સરળ હૃદયનો, કળા અજબ છે તારી
નથી વાંક—

( બળીરાજાના નાટકમાંથી )

ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રીં. પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રીવેદીએ છાપી અને નડીયાદમાં આવેલા જાદવ પુસ્તકાલયના માલીક બુકસેલર જદુલાલ નારણદાસે સ્વામી-નારાયણના મંદીર આગળથી પ્રસીદ્ધ કરી.

---

આ ટાઇટલ 'મહેશ' પ્રીન્ટીંગ પ્રેસ, (ગાયવાડી, ગીરગામ રોડ, મુંબઈ-૪) માં ગુણવંતલાલ છોટાલાલ દેસાઇએ છાપ્યું છે.